# સ્કાઉટ-સ્પીરીટ

યાને

# શાહેરીપણાનું શિક્ષણ






કીમ.

# સ્કાઉટ-સ્પીરીટ

યાને

# શેહરીપણાનું શિક્ષણ.

(ક્રીમના પત્રો)

લખનારઃ-કેકી બેરામજી ગોદરેજ

ડીસ્ટ્રીકટ કબ માસ્તર.

બોમ્બે બોય સ્કાઉટસ એસોશીએશન.

33 મી બોમ્બે ગ્રુપ અને ધી ભરડા ન્યુ હાઈ સ્કુલના } સ્કાઉટ માસ્તર.

Holder of Wood & Akela Badge.

૯૩૮૫૨

સ્કાઉટ માસ્તરઃ—પણ કેમ્પ માટે આપણને Provision, Oilman Store, Medicines વગેરે જોઇશે તે કયાંથી લઇશું?

ટ્રુપ લીડરઃ—કેમ સાહેબ આપણો જાણીતો વિશ્વાસુ પેરી કું૦ આપણને બધું સસ્તે ભાવે પુરૂં પાડશે. ખોરાક ઉપર છોકરાઓની તબીઅતનો આધાર છે અને તેથી વિશ્વાસુ જગાથી ખરીદવાની જરૂર છે. ઘરમાં પણ મારા પપા ત્યાંથીજ સામન લાવે છે.

સ્કાઉટર અને છોકરાઓઃ—હા ત્યારે ગ્રાંટરોડ પેરી કું૦—પનાલાલ તેરેસમાંથી ચોખ્ખો માલ લાવીશું.

# અ ર્પ ણ.

મરહુમ પિતાજી બેરામજી મ. ગોદરેજ

તથા

મરહુમ સ્કાઉટર રૂસ્તમ દી. તલાટીની

અશો યાદમાં.

---

# પ્રસ્તાવના.

આ નાનકડા પુસ્તકને પ્રસ્તાવનાની કશી પણ જરૂર નથી આજે બોય સ્કાઉટની હિલચાલ એટલી બધી આગળ વધી છે કે તે સર્વેને સારી રવેશે રોશન છે, છતાં મારા જુદી જુદી નાત જાતના અને દરેક ઉમરના સ્કાઉટસો સાથના તેર વરસના સમાગમ ઉપરથી અનુભવ્યું છે કે સ્કાઉટના કાયદા અને વચન વગેરેની સમજણની કોટાહી ઘણાક કેળવાયલા તેમજ આપણા નાનકડા બોય સ્કાઉટસો (જેઓ કમનસીબે અંગ્રેજી પુસ્તકોનો પુરતો લાભ લઈ શકતા નથી તેઓ)માં માલમ પડે છે. માટે તેઓ સઘળાને "સ્કાઉટ સ્પીરીટ"નો ખ્યાલ આપવાની આ મારી કોશેશ છે, પણ એ સાથ જો આ ચોપડી દરેક ઉધરતા નિશાળના છોકરાને પોતાનું ચારીત્ર ખીલવી સારો શહેરી થવામાં મદદગાર થાય તો જે નેમથી આ પુસ્તક રચવામાં આવ્યું છે તે નેમ બર આવશે અને કર્તા પોતાના વાંચણ અને શિક્ષણનો લાભ આપવાની મહેનતનો પુરતો બદલો લેખી શકશે.

કર્તા.

# ઉપોદ્‌ઘાત.

---

હાલમાં નાની ઉમરના ઘણા છોકરાઓ બાલવીર સૈન્યમાં દાખલ થાય છે અને દાખલ થવા ઇંતેજાર છે એ ઘણી ખુશીની વાત છે. સ્કાઉટીંગના નીયમો અને તત્વો સારી રીતે સમજ પડે તે માટે પુસ્તકોની જરૂર છે. અંગ્રેજીમાં ઘણા પુસ્તકો છે પણ આ છોકરાઓ નાના હોવાથી તેમના ઉપયોગમાં આવે એવા માત્રુ ભાષામાં લખાયલા પુસ્તકોની ખાસ જરૂર છે. આ જરૂરીઆત પુરી પાડવાને ગુજરાતીમાં કેટલાક તરજુમા કરવામાં આવ્યા છે. સ્કાઉટીંગ બાબદના લખાણોમાં મી૦ કેકી ગોદરેજના ઉમેરાને હું આવકાર આપું છું. એમના તેર વરસના લાંબા અનુભવથી અને બાલવીરો સાથેના સંબંધ ઉપર લખાયલું આ નાનું

પુસ્તક જે જોવાને આખી દુનીઆમાં પ્રસરાયલી આવી હીલચાલમાં જોડાયા છે અથવા જોડાવાની ઇચ્છા રાખતા હશે તેમને ઘણું મદદગાર થઇ પડશે એવી મહારી સંપુર્ણ આશા છે.

ચુનીલાલ વી. મહેતા.
પ્રોવીનશીઅલ કમીશનર,
મુંબાઇ.

તા૦ ૨-૧૨-૨૭.

Oh! Put me in touch with the heart
of a boy,
Let me study his doubts and fears,
Oh! Let me show him the way of life,
And help him avoid his tears.
For the heart of a boy in its buoyancy,
Is the heart that is pure and free
Oh ! Put me in touch with the heart of
a boy
The heart of a man to be.

KIM.

# પત્ર પહેલો.

પ્રિય ભાઇ રેક્રુટ,

તું આજે એક એવી સંસ્થામાં જોડાવા ઇંતેજાર દેખાય છે, કે જે હીલચાલ એક નમુનેદાર હીલચાલ છે. આ સંસ્થા "બોય સ્કાઉટસ"ની છે, અને પ્રીય રેક્રુટ જ્યારે તું આ સંસ્થામાં સામેલ થવાને અતિ આતુર છે, તો તેનાં થોડાક પાઠો તારે શીખવાની જરૂર છે. આ બોયસ્કાઉટસની તારા ઉપર ગોયા એક માન ભરેલી પદવી નાંખવામાં આવે છે, ત્યારે તું યાદ રાખ કે તે પદવી તને નમુનેદાર શહેરી બનાવવાની છે.

તું બોય સ્કાઉટ થવા માટે ઘણો ઇંતેજાર છે તો તે "બોય સ્કાઉટસ" શું છે તે તારે જાણવાની ખાસ જરૂર છે.

બોય સ્કાઉટસનું શીક્ષણ તને એક નમુનેદાર શહેરી બનાવવાની કોશેશ કરે છે. તે શીક્ષણમાં તને ઘણું નવું જાણવાનું અને શીખવાનું છે અને શીખી રહ્યા પછી તેને અમલમાં મુકી તારી જીંદગી આ ફાની દુન્યામાં એક નમુનેદાર શહેરી લાયક બનાવવાની છે. તને તે દરેક બાબદનું તારી નિશાળનાં શીક્ષણ ઉપરાંત, પુરતું જ્ઞાન આપી નેકી નીતિના રાહ ઉપર દોરવી પારકાનું ભલું કરવાની ઇચ્છા ઉત્પન્ન કરી તેને અમલમાં મુકવાને શક્તિવાન બનાવવા જુદી જુદી બાબતોના અભ્યાસક્રમથી શીખવે છે. ખરૂં, ખોટું અને સારૂં નરસું પારખવાની શકતી ખીલવી તને આ દુન્યાની દરેક સારી ચળવળમાં ભાગ લેતાં, ખરાબ ચળવળથી દૂર રહેવા અને હવે પછીથી આવતી આફતોને અટકાવતાં શીખવે છે, એટલુંજ નહિ પણ

તે સામે કેવી રીતે લડત ચલાવવી તેનું ઉત્તમ જ્ઞાન આપે છે. દુન્યાના દરેક કાવાદાવા તરફ તારી નજર ખોલી, તેઓ સામે ટક્કર જીલવા તને તન અને મનથી મજબુત બનાવે છે. તે તને તારા મન ઉપર કાબુ રાખી દુન્યવી લાલચોથી દુર રહેતાં તારા પોતાના માન ઉપર મગરૂર રહી હંમેશાં સાચ્ચું બોલતાં અને ખુલ્લી હવામાં રમત ગમત કરી, કેમ્પની જીંદગી ગુજારી અને લીડર બની તારા પોતાઉપર આધાર રાખતાં શીખવે છે, તને તે હંમેશાં કામમાં રોકી આળસુ થતાં અટકાવે છે.

આ બધું તું સ્કાઉટીંગની રમત ગમતથી અને સારી દોસ્તીથી શીખી શકશે. તને સ્કુલ પાઠો માફક તે વાંચવા પડશે નહિ, પણ આંખો ખુલ્લી રાખી જેટલું સારૂં અમલમાં મુકાય એટલું મુકી દું

શીખી શકશે. ત્યારે આ બધું કરવાને તને ચેતવણી રૂપે તારો વડીલ ભાઇ જે કાંઇ કહે છે તે ઉપર અને તેની નીચલી સલાહ ઉપર પ્રિય ભાઇ જરા શાંત મને વિચાર કર.

## ચેતવણી અને સલાહ.

પ્રિય ભાઈ, આ બધું તું એક દિવસ કે એક મહીનામાં કે બલ્કે એક વરસમાં શીખવાની ઉલટ રાખતો નાં. તારા નિશાળનાં પાઠો, કે ઘરની ફરજોનો ભોગ આપી સ્કાઉટીંગનું જ્ઞાન મેળવવાની મુર્ખાઇ કદી પણ કરતો ના, કારણ સ્કાઉટીંગનું શીક્ષણ તારા નિશાળના શીક્ષણમાં ઉમેરો કરવા માટે છે અને નહિ કે તેને બાજુએ મુકવા. માટે પાછળથી પસ્તાવો કરવો ન પડે તેટલા માટે આ મારી સલાહ ધ્યાનમાં રાખજે. સ્કાઉટીંગમાં પગ મુકતાંજ તને જોમ અને

ઉલટ આવશે, તેને દાબેલાં રાખજે અને ધીમે ધીમે અનુક્રમે સમજીને શીખસે તો જરૂરજ ફાયદો હાંશેલ કરશે.

સ્કાઉટીંગમાં મજાહ સાથ જ્ઞાન મળશે, રમત સાથ શીક્ષણ મળશે. સ્કાઉટીંગમાં જેમ વધુ ને વધુ વખત કાઢશે તેમ વધુ ને વધુ આગલ વધશે અને તેમ થતાંજ વધુ ને વધુ શીક્ષણ મેળવશે અને મજાહ અને સુખ પામશે. આપણા પુર્વજો (બાપ દાદાઓએ) એ પણ સ્કાઉટીંગના મીઠા ફળ ચાખ્યાં હતાં, પણ તે એક યા બીજા રૂપમાં હતાં અને સ્કાઉટીંગના નામે ઓળખાતાં નહોતાં. જ્યારે તેના વધારે મીઠાં ફળ ચાખવા આપણને શક્તિવાન બનાવવા દુન્યાના ચીફ સ્કાઉટ સર રોબરટ બેડન પોવેલે તે સઘળાં રૂપો એકઠાં કરી આપણને સ્કાઉટીંગના રૂપમાં જાહેર કર્યાં છે. માટે સ્કાઉટીંગ એ કાંઇ નવું શીક્ષણ

નથી પણ અસલથી કે આજ સુધીના શીક્ષણો (કે જેને આધારે અત્યાર સુધી ઘણા પુરૂષો એક યા બીજા ગુણ માટે મહાન થઇ ગયા છે) તેનું નવું રૂપ છે કે જેમાં દરેક જાતના સારા ગુણો મેળવવાની સહેલી રીતનો સંગ્રહ છે અને તે ગુણો અમલમાં મુકી આપણે સુખી થઇ એક બીજાને મદદગાર થઇ સુખી બનાવવાનો રસ્તો ખુલ્લો કરી આપે છે.

હાલ તું મારા આટલાજ કાગજ ઉપર ઉંડો વિચાર કરજે, વધુ હું તને મારા બીજા કાગજમાં લખીશ.

તું ભાઇને હંમેશા મળવા ઇંતેજાર,

તારો વિશ્વાસુ,

"કીમ."

---

# પત્ર બીજો.

---

## દુન્યાનું પ્રખ્યાત બોય સ્કાઉટસનું મંડળ.

વહાલા નાના ભાઇ રેક્ટર,

મારા આગલા કાગળમાં બોય સ્કાઉટ થવામાં તારી શું નેમ હોવી જોઇએ, યાને કેવા વિચારથી તારે બોય સ્કાઉટસ મંડળમાં જોડાઇ શું શીખવાની કોશેષ કરવી જોઇએ તેનો કાંઇક ખુલ્લો ખ્યાલ મારી શક્તિ મુજબ આપુ છું.

આજે દુન્યાના એકે એક ખુણામાં બોય સ્કાઉટની ટુકડીઓ ઉભી થઇ છે. હરેક જાતના ઉંચ ઉમરાવથી તે ગરીબ વર્ગના છોકરાઓ એમાં જોડાયા છે. કેમકે તે હરેકને માટે સ્કાઉટીંગમાં કાંઇને કાંઇ નવું શીખવાનું અને મજાહ મેળવવાનું

સાધન છે. તો વહાલા ભાઇ તું પૈસાદાર અથવાં ગરીબ કોઇપણ વર્ગનો હોય તો એમાં જોડાતાં જરાપણ આંચકી ખાતો ના. સ્કાઉટીંગનાં શીક્ષણમાં કશો પણ નાત-જાતનો તફાવત નથી, અને તેની મજાહ કોઇપણ કોમ કે દેશનો છોકરો મેળવી શકે છે.

પ્રિય ભાઇ, તુને જણાવવાને ઘણી ખુશી ઉપજે છે કે આપણો લોકપ્રીય પ્રીન્સ ઓફ વેલ્સ પણ એક સ્કાઉટ છે અને જ્યારે તે દુન્યાના સ્કાઉટસોની જંમબોરીમાં ભાગ લેવા આવે છે ત્યારે હરેક સ્કાઉટ સાથ કશો પણ નાતજાતનો તફાવત રાખ્યા વગર છુટથી ભેળાય છે; સાથે કેમ્પમાં રહે છે, અને કેમ્પ ફાયરમાં ગીત રંગ કરી સરખી મજાહમાં ભાગ લે છે, એટલુંજ નહિ પણ તે સ્કાઉટસનો યુનીફોર્મ પહેરે છે અને

તેટલા વખત પોતાનું રાજવંશીપણું બાજુ મુકી દે છે. જો તું કોઇ વખત આવી જંબુરીમાં ભાગ લેવા નસીબવાંન થશે, તો જરૂરજ સ્કાઉટ થવામાં કેટલું માન સમાયલું છે તે તરતજ તું સમજી શકશે. તને માલમ પડશે કે દરેક સરખાંજ કપડાં અને એક ભાઇ તરીકે સરખાજ બેડજ, સરખીજ રમત, સરખીજ મજાહ સર્વે કરે છે.

પણ વહાલા ભાઇ યાદ રાખ કે જ્યારે તેઓ આમ દરેક રીતે એક સરખાજ છે, ત્યારે તેઓનું માન, વચન અને કાયદા પણ એક સરખાજ છે. એ માન, વચન અને કાયદા પરજ ધ્યાન આપ્યાથી અને તારી રોજીંદી જીંદગીમાં અમલ કર્યાથી તું એક નમુનેદાર સ્કાઉટ થઇ શકશે. જ્યારે બીજા હાથ ઉપર યાદ રાખ કે તું યુનીફોર્મ પેહરશે અને માન, વચન અને કાયદા જાણવા છતાં અમલમાં ન મુકશે તો

તુ' તને પોતાને ઠગવા સાથ તુ' સ્કાઉટી'ગની આવી ભલી હિલચાલ ને નુકશાન કરશે. અને તારા બહારના ગમે એવા ખોટા સ્કાઉટ હોવાના દેખાવ છતાં તુ' બીજાઓમાં સારો છાપ નાંખી શકશે નહિ. જો તુ' આ બરાબર સમજી, તને પોતાને ફાયદો કરવા, તારા આજુબાજુનાને મદદ કરવા અને તારા કોમ તથા દેશની સેવા કરવા સ્કાઉ-ટી'ગની ઉમદા મજાહ મેળવવા ઇચ્છતો હોય તોજ તુ' જોડાજે અને નહિ તો દુર રહેવામાંજ ફાયદો સમજજે.

## ચેતવણી અને સલાહ.

### વડપણનો ખોટો ખ્યાલ.

મીચ ભાઇ, સ્કાઉટી'ગમાં જો કે દરેક સરખા છે છતાં કેટલાકને "હુ' મોટો અને તુ' નાનો" કરવા ખાતર કુડકે અને ભુસકે આગળ વધવાની ઇચ્છા થાય છે, માટે હર હ'મેશ એવા ઉતાવળ્યા વિચારથી દુરજ

રહજે. હા, અલબત્તે લીડર યા એસીસ્ટંટ થવા તથા તેથીપણ વધુ દરજ્જો મેળવવા તારી લાયકાત વધારતો જજે કારણકે સ્કાઉટીંગમાં લાયકાત ઝટ પુરવાર થાય છે અને માગવા અગાઉ ઘટતો દરજ્જો મળે છે પણ લાયકાત ઉપરાંત દરજ્જો મેળવવાની ઉતાવળ કરતો ના, કારણ તેમ કરવા જતાં તું બીજાની હાંસીમાં આવશે, લાયકાત તારી પુરવાર કરજે, માન અને દરજ્જો તારી આગળ આવી આપોઆપ ઉભાં રહેશે.

આજે આ પત્ર ઉપર બરાબર અમલ કરજે આવતી વેળા એક સ્કાઉટનું માન શું છે તે ઉપર હું તને થોડીક સલાહ આપીશ,

તારા કામમાં ફતેહ ઇચ્છતો
તારો વિશ્વાસુ
વડીલ ભાઇ કીમ.

# પત્ર ત્રીજો.

---

## સ્કાઉટનું ઓનર યાને માન.

વહાલા નાના ભાઇ રેક્રુટ,

મારા છેલ્લા કાગજમાં મેં તને વચન આપ્યું હતું કે સ્કાઉટનું માન શું છે તે વિષે તને થોડાક શબ્દો લખીશ આજે તે વચન મારે માથે ચઢાઉં છું અને જે કાંઇ થોડાક શબ્દો કહું છુ તે ધ્યાંનથી ગોખી રાખજે.

ત્યારે સમજ કે એક સ્કાઉટનું સ્વમાન ઘણાજ ઉંચ પ્રકારનું છે અને તે જાળવી રાખવા માટે તારે હરહંમેશાં તત્પર રહેવાની ખાસ જરૂર છે.

ટુંકમાં "સ્કાઉટનું માન" એક એવી જાતની જીગરની લાગણી છે કે જેથી ખુદા

તથા માણસો તરફની તે જોખમદારી સમજે છે અને બીજાઓનો ભરોસો જીતી લઇ શકે છે. આ ભરોસો જીતવા માટે સચ્ચાઇની જરૂર છે. જો તું સાચ્ચો હોઇ હરહંમેશાં તારી સચ્ચાઇ પુરવાર કરશે તો દરેક માણસ તારી ઉપર ભરોસો રાખશે. જો તું તારી ઘરની અથવા સ્કુલની ચાલચલણમાં તારા પોતાના સ્વમાનનો ટેક જાળવી હરહંમેશ સાચું બોલશે તો તારૂં કહેલું માબાપ તથા શીક્ષક હરહંમેશાં માનશે અને જરા પણ શકની નજરે જોશે નહી. તેમ કરવું કાંઇ ઘણું ભારી નથી. આ તારા માનનો ટેક જાળવી રાખવા માટે તને તારા મન ઉપર કાબુની જરૂર છે કે જો કોઇ પણ વખતે જુઠું બોલવાનું મન થાય તો તે વખત યાદ કરવું કે તે તારા માનથી નીચું છે અને તેમ કરતાં તું તુરતજ અટકશે.

જો તું આવી રીતથી નાની નાની બાબ-તોમાં તારા મન ઉપર કાબુ મેળવશે તો દુન્યાની બીજી લાલચો તરફ તું ધીક્કારથી જોશે અને દુન્યાના મોટાં કામો કરવા તું શક્તિ મેળવી શકશે. મન ઉપર કાબુ રાખવા શિવાય આ દુન્યામાં કાંઇપણ કામ તું કરી શકશે નહી, માટે તેની ખાસ જરૂર છે તે યાદ રાખજે. એ માન તારાં જીગરની લાગણી છે માટે એનો બહારનો દેખાવ તું કરી શકશે નહી. એ લાગણી હરહંમેશાં તારા જીગરમાં જળતી રહેવી જોઇએ.

## તારી જોખમદારી.

તારૂં માન શું છે તે ઉપર તેં હવે વિચાર કર્યો છે. તો મારા પ્રિય નાના રેક્રુટ એ માન સાથે તારી જોખમદારી કેવી સમાઇ છે તે ઉપર જરા શાંત મને વિચાર કર. દુન્યામાં આપણે પેદા થયા તો આપણી

જોખમદારી આ દુન્યાના કરનાર અને તેના માણસો તરફ હોવી જોઇએ. જો તે જોખમદારી આપણે સમજ્યે તો આપણું આ દુન્યામાં શું કામ કરવાનું છે તે સમજી શકશે.

## ખુદા તરફની તારો ફરજ.

ખુદા તરફની સઉથી પહેલી જોખમદારી છે. તેની ભક્તિ કરી આ દુન્યામાં આપણને આપેલાં સુખ માટે ઉપકાર માનવાની છે. અને તેનો પેગામ લાવનાર આપણો જે પેગમ્બર હોય તેના ફરમાનો પ્રમાણે વર્તવાની છે. જો આ દુન્યામાં આપણે માટે કોઇ કાંઇ કરે છે તો તેનો ઉપકાર આપણે તુરતજ માન્યે છીએ તો તે જગતકર્તા કે જે ને આપણે માટે આટલું બધું કર્યું છે તો તેનો ઉપકાર માનવાની શું આપણી ફરજ નથી? તેનો ઉપકાર આપણાં ધર્મ

પ્રમાણે ચાલી તેની ભક્તિ કર્યાથીજ માની શકયે.

## માનવી તરફની ફરજ.

માનવી તરફની આપણી જોખમદારી ઘણીજ બહોળી છે. આપણે માણસજાત એક બીજા ઉપર આધાર રાખ્યે છીએ, અને તેથી આપણી જોખમદારી એક બીજાને મદદ કરવામાં સમાયલી છે.

બીજાને મદદ કરવાથી આપણે તેનું દુઃખ યા આફત દૂર કર્યે છીએ એટલુંજ નહિ પણ આપણે સઘળા એક ખુદાના બચ્ચાં હોઇ આપણે ખુદા તરફની આપણી ફરજ બજા લાવીએ છીએ. આજે આપણા શહેરમાં અથવા દુન્યામાં સઘળા આગળ વધેલા ભાગમાં નજર ફેંકયે તો એક બીજાને મદદ કરવા માટે કોઇને કોઇ મંડળીની

સ્થાપના થયેલી જ હશે. આ રીતે એક બીજાને મદદ કર્યાથી દુન્યાની ઘણી આફતો દુર થઇ શકે છે, અને મદદ કરનારને એક જાતની ખુશાલી ઉપજે છે. જે ખુશાલી વહાલા ભાઇ તું પોતે કોઇને મદદ કરશે ત્યારેજ તને માલમ પડશે. તે ખુશાલી અહીં લખી શકાય એમ નથી. છતાં મને ખાત્રી છે કે જ્યારે તું સ્કાઉટીંગનું જ્ઞાન મેળવશે ત્યારે તું દુન્યામાં દરેક ચીજમાં મદદ કરવાની ખાહેશ ધરાવશે અને તેથી ઉપજતા ફાયદા મેળવી શકશે.

## સલાહ.

જ્યારે પણ એક સ્કાઉટ કાંઇ બોલે છે ત્યારે તે હંમેશાં સાચ્ચું બોલે છે માટે હું મારાં માન ઉપર કહું છું કહી આપણું 'ઓનર' ઘડી ઘડી હલકું પાડવું નહિ. પણ તેને એક ઘણુંજ પવિત્ર ગણી તેનો હર

હંમેશ ઉપયોગ કરવા છતાં લોકોનું ધ્યાન ખેંચવું નહિ, પણ આપણું માન પવિત્ર રીતે જીગરનાં ઉભરા સાથે સાચવવું, અને આપણી ફરજ બજાવલાવવી.

આ "માન" વિષે હર હંમેશાં તારા જીગરમાં માન રાખજે, આ થોડાક શબ્દો ધીરજથી વાંચી તે પ્રમાણે અમલ કરજે, તો આ જગતમાં તું સુખી નીવડશે એટલુંજ નહિ, પણ બીજાને પણ સુખી કરવાનો સંતોષ મેળવી શકશો. ઠીક, આવતી વેળા મારા કાગળમાં તને વચન વિષે કાંઇ કહિશ. તેટલાં

મારા ઉલટમંદ રેકુટ,
તારો વિશ્વાસુ વડીલ ભાઇ "ફ્રીમ"

# પત્ર ચોથો.

---

## સ્કાઉટનું વચન.

પ્રિય નાના રેક્રુટ,

સ્કાઉટનાં વચન વિષે લખવા મેં તુંને વચન આપ્યો હતો, તે વચન યાદ રાખી તુંને થોડાક શબ્દો કહું છું તે પર ધ્યાંનથી વિચાર કરજે, કારણ કે હવે તું રેક્રુટ પરથી એક નમુનેદાર સ્કાઉટ બનવા પામશે.

એક સ્કાઉટનું વચન ઘણુંજ પવિત્ર છે અને તે હંમેશાં પાળવાને બંધાયલો છે. જેમ દરેક છોકરાને ધર્મમાં લેવા માટે કાંઇને કાંઇ ક્રિયા કરવામાં આવે છે તેમ એક છોકરાને સ્કાઉટમાં લેવા અગાઉ "ઇનવેસ્ટીચર"ની ક્રિયા કરવામાં આવે છે, જે વખતે એક સ્કાઉટ પોતાની મરજીથી

આ વચન માથે ઉઠાવવા તૈયાર થાય છે અને ત્યાર પછીથી તે એક સ્કાઉટ ગણાય છે.

"ઇનવેસ્ટીચર"ની ક્રિયા વખતે એક સ્કાઉટને પુછવામાં આવે છે કે, "તમો સ્કાઉટનું વચન માથે ઉઠાવવાને તૈયાર છો?" ત્યારે એક સ્કાઉટ "હાજી" કહે છે તેમ કરી તે તેની મરજી દર્શાવે છે અને પછી સ્કાઉટનું વચન બોલી જાય છે, ત્યારબાદ તેને માથે ટોપી મુકવામાં આવે છે અને સ્કાઉટનો બાંણુ આપવામાં આવે છે અને તેની ફરજો સમજાવવામાં આવે છે.

તે વચન આપે છે કે:—

હું મારા માન ઉપર વચન આપું છું કે,

(૧) હું ખુદા, રાજા અને દેશ તરફ વફાદાર રહેવા,

(૨) રોજ એક સારૂં કામ કરવા, અને

(૩) સ્કાઉટનાં કાયદા પાળવા મારાથી બનતી સઘળી કોશેષ કરીશ.

## ૧ સ્કાઉટની વફાદારી.

માનવી અને ખુદા તરફની વફાદારી માટે આપણે આગળ બોલી ગયા છીએ, રાજા અને દેશ માટે આપણે યાદ રાખવું જોઇએ કે જો આપણે હરેક જણ દેશના કાયદા પાળીએ નહિ અને રાજાને માન આપીએ નહી તો આખા દેશમાં અંધાધુંધી ફેલાય, અને અકસ્માત, ચોરી, લુંટફાટ એટલું વધી જાય કે આપણા જાન અને માલની કાંઇ પણ સલામતી રહે નહિ અને તેમ કર્યાથી દેશનો ધંધો રોજગાર પડી ભાંગી દેશનું નખોદ વળે, માટે હરેક માણસે દેશના કાયદા પાળવા જોઇએ, અને પોતાના દેશને આગળ વધારી, મજબુત બનાવી બીજા દેશોને દાખલો બેસાડી

આગળ વધવા મદદ કરવી જોઇએ. આમ આપણું દેશાભિમાન બતલાવી આપણે બીજા રાજ્યોને ધીક્કારતા નથી બલકે તે રાજ્યો તરફ પ્રેમની લાગણીથી જોવાને શક્તિમાન થઇએ છીયે. આ દિશામાં આપણે સ્કાઉટસોએ ઘણું કરવાનું છે. આ જે દુન્યાની લડાઇઓ બંધ કરવાની કોશેશ થઇ રહી છે તેને ઘણી મુશ્કેલીઓ નડે છે. પણ આપણે સ્કાઉટસો જે બધા એક સરખા છીએ અને દુન્યાની દરેકે દરેક સ્કાઉટ સાથ ભઇચારો ધરાવ્યે છીએ તેઓ હર હંમેશાં લડાઇ તરફ ધીક્કારથી જોઇશું અને એક બીજાને દાબી દેવાને બદલે પ્રેમની લાગણીથી પરદેશની આફતો જોઇ મદદ કરી તેઓ સઘળાને સરખી નજરે જોતાં શીખશું. આજ કારણ માટે આપણે આપણા દેશના જુદા જુદા ભાગોના સ્કાઉટસોને મળવું જોઇએ અને જયારે

દુન્યાના સ્કાઉટસોની મોટી "જંબોરી" થાય તેમાં ભાગ લઇ દરેક દેશના સ્કાઉટસોની ઓલખાણ કરી આપણા દેશની વાતો સમજાવવી અને તેઓના દેશની વાતો સમજવી જોઇએ કારણ અત્રે ખાસ યાદ રાખવું જોઇએ કે જેમ એકજ દેશની આપસઆપસની મત ફેરીને લીધે મારામારી થાય છે તેમ દેશ દેશ વચ્ચે પણ ઘણી અસમજુતી રહે છે અને તે દુર કરવા આ આપણી જંબોરી એક મોટું કામ બજાવે છે. પણ જ્યારે આપણે દુન્યાની મિત્રતા અને ભાઇ ચારાની વાત કર્યે છીએ ત્યારે કમનસીબે આપણી પોતાની ચલવલમાં આપણે કેટલેક અંશે અદેખાઇ અંતસ અને પક્ષાપક્ષી મારામારી જોઇએ છીએ. આ ખચીતજ મારા નાના ભાઇ બહુજ કમનસીબ ભરેલું છે. મતફેરી, અદેખાઇથી આવી નમુનેદાર હિલચાલ આગલ વધવાને

બદલે પાછળ હઠે તે તું શું પસંદ કરે છે? ના, આજ એક એવી સંસ્થા છે જે મેં તુંને મારા આગલા કાગજમાં જણાવ્યું હતું તેમ શું અદના કે આલા શું અમીર કે ફકીરને એકત્ર કરે છે તો તેવી એક હિલચાલને નુકશાન થતું શું તું ન અટકાવશે? માટે તું હજી નાનો છે, તો તારામાં એવો જુસ્સો ખીલવ કે જેથી આ હીલચાલને તું નમુનેદાર હિલચાલ બનાવી શકે. માટે સમજ કે આપણા મુદ્રાલેખ (Motto) પ્રમાણે આપણે તૈયાર થવું છે. કે જ્યારે મોટા થઇશું ત્યારે આપણી ચળવળને તેના ખરા રૂપમાં લાવવા આપણે આપણાથી બનતું કરશું અને તેમ કરતાં જે પણ આફતો આવશે તે કાંઇ પણ ભોગે દુર કરીશું. તથાસ્તુ!

ખુદા, રાજા, અને દેશ તરફની વફાદારીમાં આપણી પોતાની ચલવલ તરફની

વફાદારી અને માણસ જાત તરફની વફા-
દારી ભુલવી જોઇતી નથી. અને તેથીજ
કરીને આપણું બીજું વચન રોજ એક
સારૂં કામ કરવાનું છે પછી તે કામ ગમે
એવું નાનું હોય યા મોટું હોય. આ સારૂં
કામ ઘણી રીતે થઇ શકે છે. કોઇક આંધ-
ળાને રસ્તો દેખાડવો-રસ્તા ઉપરથી કેળાંની
છાલ દુર કરવી-મિત્રને નીશાળમાં પાઠો
શીખાડવા મદદ કરવી, ઘરમાં માબાપ
અથવા ભાઇ બહેનોને દરેક રીતની મદદ
કરવી, કોઇકને સારી શીખામણ આપવી,
ભુખ્યાની ભુખ અને તરસ્યાની તરસ છીપા-
વવી-અભણને જ્ઞાન આપવું-તન અથવા
મનની ખીલવણીમાં જે પણ મદદ થાય તે
કરવી. કોઇક પૈસાથી મદદ કરી શકે છે
જ્યારે કોઇક પોતાના જ્ઞાનથી, તો કોઇ
પોતાના શરીરથી, તો કોઇક પોતાની ભલા-
મણથી, તો કોઇક પોતાના મિત્રની મદદ

બીજા માટે મેળવી શકે. આવી રીતથી નાની નાની મદદો કરતાં, ખુદા મોટી મદદો કરવાની તક આપ્યો જશે. ફકત જેની જરૂર છે તે તારા પોતામાં મદદ કરવાની રાજી ખુશી અને તેના બદલામાં વધુ મદદ કરવાની તક મેળવવાનો વિચાર. હવે સમજ.

સ્કાઉટના વચનનું ત્રીજું ફરમાન સ્કાઉટના કાયદાઓ પાળવાનું છે. સ્કાઉટનું વચન એ સ્કાઉટીંગ ઇમારતનો પાયો છે અને તેના દશ કાયદા તે જુદી જુદી ઇંટો છે અને તે ઇંટોને સાથે રાખવા સ્કાઉટનો મુદ્રાલેખ Motto "Be Prepared (યાને તૈયાર રહો)" તે સીમેન્ટ છે અને આ ઇમારતને મથાળે સ્કાઉટ સ્પીરીતનું વાતાવરણ છે, માટે તે વાતાવરણમાં દાખલ થવા આ વચન-કાયદા અને મુદ્રાલેખની ઇમારત ઉપર તારે ચઢવાની ખાસ જરૂર છે.

## છેવટની સલાહ.

આ પત્ર લગાર લંબાણુ થયો છે, પણ તે અગત્યનો છે. હવે સમજ કે આપણા વચનના છેલ્લા ભાગમાં આપણે કહીએ છીએ કે "હું મારાથી બનતી સઘળી કોશેશ કરીશ" માટે જો આ દુન્યાના સંજોગોને લીધે વચન પાળવામાં ભુલ થઇ જાય તો તેથી નાસીપાસ થતો ના હમેશાં ચાલુ ને ચાલુ કોશેષ કરજે. આપણું વચન આપણને ચાલુ કોશેષ કરવા માટે પુરતી છુટ આપે છે એ હર હમેશ યાદ રાખજે.

હું છું
તારો વિશ્વાસુ કીમ.



# પત્ર પાંચમો.

---

## સ્કાઉટના કાયદા.

### સ્કાઉટના બોલ ઉપર ભરોસો રાખવામાં આવે છે.

પ્રિય ભાઇ રેક્રુટ,

આ કાયદો આપણને સાચું બોલતાં શીખવે છે. સ્ટકાઉટના માનની અંદર કહેલી દરેક બાબદ આ કાયદામાં સમાઇ જાય છે છતાં એક દાખલો અત્રે તાંકવાની જરૂર છે.

જો દુન્યામાં દરેક માણસ જુઠું બોલે અને સચ્ચાઇ જેવી ચીજ હોયજ નહિ, તો આપણે કેટલા દગમગ થઇ બેસી રહીએ અને કાંઇપણ કરી શકયે નહી. કોઇ એક બીજા ઉપર ભરોસો રાખ્યે નહી અને કાંઇ

પણ મોટાં કામ કરી શકયે નહી, પણ જો એક વખત સચ્ચાઇ પુરવાર કરી આપણુ કાંઇપણ બોલ્યે તો તે ઉપર ભરોસો રાખવામાં આવે છે અને તેથી કરી દુન્યામાં કામકાજ થઇ શકે છે

## ૧ સાચું બોલવાનો ફરજ

સાચું બોલવાનો ઉમદા ગુણ આપણી હીંમત અને બહાદુરી ખીલવે છે. કોઇક લડાઇમાં તો કોઇક ચોરને લુચ્ચાને જેર કરવામાં બહાદુરી માને છે પણ રોજીંદી જીંદગીમાં કાંઇપણ ભોગે સાચું બોલવું તે પણ એક ઉમદા બહાદુરી છે તે ભુલવી જોઇતી નથી. જે માણસ શીક્ષાથી બીહને અથવા પાપ છુપાવવા જુઠું બોલે છે, તે બેવડો ગુન્હા કરે છે અને ખરેખરો બાયલો છે. ખરેજ આજનો જવાન પોતાને આવી રીતે બાયલા ગણાવતાં શરમાવો

જોઇએ. આજનો જવાન આગલના જવાન કરતાં થોડું જુઠું બોલે છે એમ લોકનું મત છે તો આજનો જવાન જુઠું બોલતોજ નથી, એવું મત જીતવા તૈયાર થવાની હવે તારી ફરજ છે.

૨ એક સ્કાઉટ વફાદાર હોય છે.

આપણી ખુદા રાજા તથા દેશ તરફની વફાદારી માટે મારા વચનનાં પત્રમાં લખી ગયોછું, પણ તે ઉપરાંત આપણી વફાદારી આપણા માબાપ–સ્કાઉટ માસ્તર–આપણા શેઠો અને આપણા હાથ નીચેના તરફ પણ છે. માબાપ તરફની આપણી વફદારીમાં આપણે તેઓને મદદ કરવાની અને તેઓના બુઢ્ઢાપાના વખતમાં ભરણ પોષણ કરવાની અને દરેક જાતનું આપણાથી બનતું સુખ આપવાની છે. આપણ જ્યારે નાના છીયે, તેંટલો વખત આપણી વફાદારી

તેઓની તાબેદારી કરવામાં સમાયલી છે, તેઓની મરજી પ્રમાણે ચાલવું અને તેઓના દરેક બોલને માન આપવું. જે છોકરો પોતાના માબાપને માન આપે છે અને તાબેદાર રહે છે તેની ઉપર તેઓના આશીર્વાદ ઉતરે છે અને મોટપણમાં તે સુખી થાય છે અને તેના બચ્ચાં તેને પણ સુખ દેખાડે છે. કેટલીક વખતે માબાપનું કહેલું આપણે ગળે ઉતરતું નથી પણ તેઓ આપણાથી વધુ ઉમરે પુગેલાં છે અને તેઓનો અનુભવ આપણાથી વધુ છે એ ધ્યાનમાં રાખવાની જરૂર છે છતાં, જો તેઓનો અસલી અનુભવ હાલના જમાનાને બર આવતો નહી હોય તો તેઓ સાથ તોછડાઇથી ન વર્તતાં માયા અને મમતાથી અને સમજાવતથી તેઓને જીતી લેવાં, આમ કર્યાથી તેઓનું હેત વધુ જીતી શકાશે. યાદ રાખજો જે છોકરો પોતાના માબાપના માનમાં ઉતરતો થયો

તે આ દુન્યામાં કદી આગલ વધી શકતો નથી અને હમેશાં દુઃખી રહે છે. સ્કાઉટ માસ્તર તરફની વફાદારીમાં હરેક જાતના માસ્તરોની વફાદારી સમાઇ જાય છે. તારા ગુરૂઓ તરફ માન અને હેતની લાગણીથી જોજે, તેઓના અનુભવનો સારો ઉપયોગ કરજે, તેઓ તારા માટે જે મહેનત કરે છે અને પોતાની રોજીંદી જીંદગીની ફરજમાં તરો વિચાર કરે છે તે ધ્યાનમાં લેતાં તારૂં માન, હેત અને પૈસા પણ પુરતો બદલો આપી શકતા નથી. તેઓનો તથા તારા માબાપના ખર્ચેલા પૈસાનો બદલો ફકત એકજ રીતે તું વાળી શકશે અને તે સારો શહેરી બની તારી રોજીંદી રોટલી તારે હાથે સચ્ચાઇથી મેળવી-સુખી બની બીજાને સુખી કરશે ત્યારેજ થશે, માટે મારા નાના પ્રિય મિત્ર તારા મુદ્રાલેખ પ્રમાણે તે જાતનો માણસ થવા તું તૈયાર થા, "Be prepared"

શેઠો અને હાથ નીચેના તરફની વફા-દારી તેઓ તરફ માનથી વર્તવાથી અને પ્રેમ અને ભરોસાથી પાળી શકાય છે.

૩ સ્કાઉટ મદદગાર હોય છે.

આ ગુણ માટે હું વચનમાં બોલી ગયો છું, છતાં એટલું ધ્યાનમાં રાખવું બસ છે કે મદદ કરવી એ એક ઉમદામાં ઉમદો ગુણ અને ફરજ છે. તેમ કરી આપણે કોઇને ઉપકાર કરતા નથી. મદદ કરવી એ એક આપણી પ્રેમની લાગણી બતલાવવાનો બહોલો રસ્તો છે અને જેમ તે રસ્તા ઉપર આપણે આગલ આગલ ચાલ્યે છીએ તેમ તેમ આપણે તે રસ્તો પહોલોને પહો-લોજ જોઇએ છીએ. કોઇને દુઃખમાં જોઇ તેના માગ્યા વિચાર મદદ કરવી એ એક આપણા આત્માંની ચઢતી પંકિતનો પુરાવો છે, પણ યાદ રાખવાની જરૂર છે જે બીજાને

મદદ કર્યા વિના આપણે પોતાએ અને એટલું બીજાની મદદ વગર કામ કરવાની જરૂર છે. જો આપણેજ તન અને મનથી નબલા હોઇએ તો બીજાને શરીર અથવા સલાહથી મદદ કરી શકયે નહીં, તેથી આપણા પોતાના અને બીજાના ભલા માટે આપણે શરીરે મજબુત અને મનથી ઉંચ શકિતના થવું જોઇએ. ખુદાએ આપણને જે શરીર આપ્યું છે તેને નીભાવી રાખવું અને મજબુત બનાવવું જોઇએ. કોઇપણ ખરાબ ટેવથી કે ખાવાપીવાના અનિયમીતપણાથી કે બીજી રીતે શરીરનો બગાડ કરવો નહિ અને તેમ કરી આપણે દુઃખી થઇ આપણી આજુબાજુના ઉપર બોજો નાખી તેઓને દુઃખી કરવાં નહી. મજબુત શરીરમાંજ મજબુત મનનું રહેઠાણ છે અને તેથી બીજાને મદદ કરવાને શકિતમાન થઇ શકાશે. "The reward of service is in-

creased opportunity to serve"
મદદનો બદલો વધુ મદદ કરવાની તક
મેળવવામાં સમાયલો છે. માટે તેમ કરવા
તારે તૈયાર થવાની ખાસ જરૂર છે.

### ૪. એક સ્કાઉટ ભાઇચારો વધારનાર હોય છે.

એક સ્કાઉટ દરેક મનુષ્યનો મિત્ર છે અને બીજા કોઇપણ નાત જાતના સ્કાઉટને ભાઇ તરીકે ગણે છે. એ માટે પણ આપણ વચનમાં બોલ્યા છીએ, છતાં અત્રે ભાર મુકીને લખવાની જરૂર છે કે કેટલેક ઠેકાણે નામનો ભાઇચારો છે જેને ખરી રીતનો બનાવવાની જરૂર છે અને તેવો ભાઇચારો બનાવવા માટે આપણે તૈયાર થવું જોઇએ. હાલ અલબતાં દુન્યામાં દરેક માણસનો ધર્મ એક નથી. અથવા આપણું બચપણનું શિક્ષણ, સંજોગો અને વાતાવરણ એક નથી, માટે આપણા. વિચારો જુદી જાતના હોવાજ

જોઇએ પણ તેમ છતાં આપણે એક બીજા તરફ વધુ છુટની નજરે જોઇ દરેકના ધર્મ અને વિચારોને ધ્યાનમાં લઇ વચલો માર્ગ શોધી તે પ્રમાણે વર્તવાની કોશશ કરવી જોઇએ. આપણે આપણી ચલવલમાં, કોમમાં, દેશમાં આગલ વધી દુન્યામાં ભાઇચારો વધારી શકીશું, દુન્યાની સુલેહમાં જે ભાગ ભજવવાનો છે તે માટે આ કાયદાને વધુને વધુ પાળવાની જરૂર છે અને તોજ આપણે આપણી ચલવલને Young League of Nationsની ઉપમાં આપી શકશું.

## ૫. સ્કાઉટ સભ્યતાવાળો હોય છે.

સભ્યાતા શબ્દ નાનો હોવા છતાં ઘણો બહોળો છે. કીંગ આરથરના નાઇટસોનો ઉમદા ગુણ સભ્યતા હતો અને આપણે પણ હાલના જમાનાના young knights ગણાવાનો દાવો કર્યે છીએ, તો આપણે પણ

સભ્યતાના સપુતો હોવા જોઇએ. સ્ત્રીઓ વડીલો અને દરેક નાના મોટાં સાથ સભ્યતા બતલાવવી, એ એક સ્કાઉટનો ઉમદા ગુણ છે. તેમ કરતા આપણને કાંઇ ખરચવું પડતું નથી છતાં બદલાંમાં આપણે તેઓનું માન અને હેત જીતીએ છીએ. બાનુંઓ તરફ ખાસ સભ્યતા બતલાવવાની જરૂર છે અને તેઓને દરેક જાતનું માન આપવું જોઇએ, તેઓ તરફ આપણી મા અને બહેનની નજરે જોઇ વિચાર કરવો કે જો આપણે તેઓ-ને મા, બહેન સમાન ગણશું તો આપણાં મા બહેનને બીજા પુરૂષો તેવીજ રીતે ગણશે. નમનતાઇ ચાલચલણ અને રીતભાત એ ત્રણે શબ્દનાં સમાવેશ સભ્યતામાં થાય છે. માટે તે ઘણો ઉપયોગી ગુણ છે. Charaeler, Courtesy and Cleanlinessની ચોપડી વાંચ્યાથી તુંને ઘણો ફાયદો થશે. કેટલાકો ઘરની અંદર સભ્યતા જાળવવાની

જરૂર જોતા નથી એ એક ભુલ છે. સભ્યતા ઘરની બહાર જેટલી જરૂરની છે તેટલીજ ઘરની અંદર પણ જરૂરની છે અને તેથી આપણા ઘરની અંદર માયા અને માનનો ઝહરો ઘણો જોશભર વહેતો થાય છે. માટે મારા નાના મિત્ર સભ્યતાનો સોદાગર બનવા તૈયાર થા.

૬ એક સ્ફટિક માયા મમતાવાળો હોય છે.

ખાસ કરીને માણસ અને જનાવર તરફ માયા દેખાડવી એ એક ઉમદા ગુણ છે. માણસ તરફ માયા ઘણી રીતે બતલાવી શકાય છે, તેમાં ઘણી ઉમદા માયા એક માણસની તન અથવા મનની ખામી તરફ દરગુજર દેખાડવામાં સમાયલી છે. તનથી ખામીવાળો આદમી આપણી માયાની લાગણી ઘણી જલ્દી ઉશ્કેરી શકે છે, પણ કોઇ મનની ખામીવાળા આદમી તરફ માયાથી

જોતાં શીખવાની આપણે જરૂર છે. કોઇ ગાંડો તો કોઇ કમઅકલી-કોઇ અભણ તો કોઇ અભિમાની-કોઇ ગરીબ તો કોઇ જુગારી-કોઇ મુર્ખ તો કોઇ મવાલી-કોઇ ઉછાછળો તો કોઈ હુજતી-કોઇ ચોર તો તો કોઇ ચાર્યો-કોઇ જુઠો તો કોઇ જુલમી-આ સઘળાની મનની ખામી છે, જે ખરાબ વાતાવર્ણમાં ઉઘરવાથી અથવા ખરાબ દોસ્તીથી અથવા કોઇ એવાં બીજાં કારણસર બનેલી હોય છે, માટે તે તરફ દયા દેખાડવાની જરૂર છે. ખરેજ કાયદાની શીક્ષા તેઓને થવીજ જોઇએ, છતાં તેમાં જો માયાનું મીશ્રણ મેળવવામાં આવે તો તે ખામીઓ દુર કરવામાં મોટો ભાગ ભજવે. તેવા માણસોને માયાથી સુધારવા એ સ્કાઉટસોની એક મોટી ફરજ છે. તેમ કર્યાથી તે માણસને સુધરવાની તક મળશે અને સ્કાઉટે પોતાની ફરજ બજાવેલી

ગણાશે. તે ફરજ ઘણી મુશ્કેલ છે પણ તે બજાવવા તૈયાર થાવ. ગાંડા માણસની મશ્કરી કર્યાથી તે વધુ ગાંડો થાય છે.

## ૭ સ્કાઉટ તાબેદાર હોય છે.

તાબેદારી એ માણસ જાતનો ઘણોજ ઉમદા ગુણ છે. આપણા વડીલો તરફ તાબેદાર રહેવું અને તેઓના બોલોને માન આપવું કારણ તેઓનો વર્ષોનો અનુભવ ઘણો ઉંડો હોય છે અને આપણે નાહાન હોઇ ઉછાંછળું પગલું ભરતા અટકવા તેઓની સલાહની હંમેશ જરૂર છે. તાબેદારી-માબાપ-ગુરૂ અને વડીલોની-અસલ કેળવણીમાં ઘણો મોટો ભાગ ભજવતી હતી. પણ હાલમાં પણ તેની તેટલીજ અથવા તેથી વધુ જરૂર છે. વડીલોને તાબે થવામાં ઘણા ઉમદા ગુણો સમાઇ જાય છે પહેલાં તો મન ઉપરના કાબુની જરૂર છે

જ્યાં નાફર્માન થવાનું મન થાય ત્યાં વિચાર કરવો કે વડીલો અથવા ઉપરીઓ અનુભવી અથવા આપણા કરતાં વધુ શીખેલા હોય છે અને તેથી તેઓ દરેક રીતે જોઇ શકે છે, પણ આપણ તે સવાલ તરફ દરેક રીતે જોવાને શક્તિમાન ન હોઇએ તેથી વડી-લોના હોકમને માન આપી ચાલવું. આથી આપણે ભેજાં ઉપર કાબુ રાખ્યો, આપણી સભ્યતા બતલાવી. વડીલ તરફનું માન બતલાવ્યું, તેઓનો ચાહ જીત્યો (ને નહિ કે આપણે હલકા પડયા), આપણી ફરજ બજાવી. એ ઉપરાંત યાદ રાખવું કે જે તાબેદારીનો ગુણ બરાબર સમજે છે તેના-માંજ ઉપરી થવાના ઉમદા ગુણ હોય છે કેટલાકને ખોટા ખ્યાલ હોય છે કે તાબેદાર થયાથી આપણે બીજાની નજરમાં નીચા પડયે છીએ પણ તે વિચાર સ્કાઉટીંગની સ્પીરીટથી ઉલટોજ છે. માટે ઉંચ્ચ તાબે-

દારીના ગુણુ માટે મારા નાના રેક્રુટ ઝટ તૈયાર થા.

૮ એક સ્કાઉટ હસમુખો હોય છે.

સામા માણુસનો હસમુખો ચહેરો સઘળાને હસમુખા બનાવે છે. જ્યારે એક બરીએલ રડતા ચહેરાવાળા આદમીના સમાગમમાં કોઇ આવવાની દરકાર કરતું નથી. હસમુખો ચહેરો દુન્યાની આફતો સામે ટક્કર જીલવાનો ઉમદા ગુણુનો દેખાવ છે અને તેથી કરીને એ બહાદુરીની નીશાણી છે. આગલ વધતાં જો આફત વખતે ગમગીન થઇ બેસી રહેવા કરતાં આનંદી થઇ તે આફતમાંથી બહાર આવવાનો રસ્તો શોધવો સહેલ થઇ પડે છે અને તેમાં ખરી બહાદુરી છે. આવી રીતે દુઃખનો વિચાર બાજુ મુકી તેમાંથી બહાર આવવા આનંદી થવું એ પણુ એક જાતની ખરી બહાદુરી છે

અને બીજી જાતની મોટી બહાદુરીઓ બતલાવવાનો પાયો નાખે છે. જ્યારે ઘણું ગુસ્સે થવાનું કારણ મળે ત્યારે હસમુખા થશો, તો ગુસ્સો દબાઇ જશે અને ઘણીક જાતની મોટી મારામારી થતી અટકશે. માટે સઘળી વખતે આનંદી થવા તૈયાર થાવ.

૯ એક સ્કાઉટ કરકસરવાળો હોય છે.

આજની આપણી મજાહમાંથી થોડો ખરચ બચાવી ભવિષ્ય માટે રાખવાથી ઘણા ફાયદા થાય છે. પહેલાં તો ભવિષ્યમાં આપણે કેવા સંજોગો વચ્ચે આવીશું, તે માલમ નથી અને તેથી બચાવેલા પૈસા આપણને તે વખતે કામમાં લાવવાની તક મળે છે. અને આપણા ભવિષ્યના દુઃખને સુખમાં બદલી નાખે છે. આવી રીતથી

બચાવેલા પૈસા આપણને પોતાને કામ લાગવા ઉપરાંત આપણી આજુબાજુના બીજાઓને મદદ કરવા પણ કામ લાગે છે અને તેમ કરી આપણું સ્કાઉટ વચન પાળવામાં મોટી મદદ કરે છે. આપણે રોજીંદી જીંદગીમાં જોઇએ છીએ કે જે માણસો લખોપતિ હતા. તેમના છોકરા અથવા તેઓ પોતે પણ કેટલીક વખતે ગરીબ સ્થીતીમાં આવી જાય છે. માટે ભવિષ્ય કોઇએ જોયું નથી. માટે કરકસર કરવામાં ફાયદો છે. કરકસર ફક્ત પૈસામાંજ થાય છે, એમ કેટલાક સમજે છે પણ કરકસર આપણા પહેરવાના કપડાંમાં, રોજીંદી જીંદગીના ખરચમાં અને બીજી વપરાસની ચીજમાં પણ કરવાની જરૂર છે કેમકે તે બધી કરકસર છેલ્લે આપણા પૈસા બચાવે છે. માટે કરકસરવાળા થવા તૈયાર થાવ, મારા નાના મિત્ર.

## ૧૦ એક સ્કાઉટ મન અને તનથી સ્વચ્છ હોય છે.

આ દશમાં કાયદામાં બીજા બધા કાયદાઓનો સમાવેશ થઇ જાય છે. જો આપણા ચીફ સ્કાઉટે આ કાયદો પહેલો મુકયો હતે તો બીજા કાયદાઓની જરૂર રહેતે નહી. પણ આપણા ચીફે ખાસ એ છેલ્લે મુકયો છે કારણ આગલા બધા કાયદાઓની સમજણ લીધા પછી આ કાયદો ખુલ્લો થઇ જાય છે અને આપણી સ્કાઉટ કેળવણીમાં મુખ્ય ભાગ ભજવે છે.

તન અથવા દીલની સ્વચ્છતા આપણે બધા સનજીએ છીએ. દરરોજ નહાવું, હંમેશ સ્વચ્છ કપડાં પહેરવાં (જો હાથે ધોઇ પહેરવાં પડે તો તેમ કરવાં જરા પણ શરમાવું નહી) ઘર સ્વચ્છ રાખવું, આપણી

ચોપડી અને બીજી હરેક ચીજો સ્વચ્છ રાખવી.

પણ તે સાથ મનની સ્વચ્છતાની જરૂર ઘણી છે. હંમેશ સારા વિચાર કરવા, સારા બોલો બોલવા અને સારાં કામો કરવાં. સારા બોલો બોલવામાં અને વિચારો કરવામાં આપણા મન ઉપરના કાબુની પરીક્ષા થાય છે. જો કોઇક વખતે ખરાબ વિચાર મનમાં પેવશ થવા પામે તો તે દુર કરવાના બે રસ્તા છે, પહેલો મન ઉપર કાબુ રાખી ખુદાની બંદગીમાં લીન થવું અથવા સારા માણસોના સમાગમમાં બહાર ફરવું અથવા સારી ચોપડી વાંચવા શરૂ કરવી.

*　　　*　　　*

# પત્ર છઠો.

મારા પ્રીય નાના સ્કાઉટ,

સ્કાઉટીંગ જેવી હિલચાલમાં જોડાવાનાં કેવા ફાયદા છે અને તે માટે શું શું કરવાનું છે તે મેં તને અત્યાર આગળનાં પત્રોમાં જણાવ્યું છે, હવેતું એક પકકો સ્કાઉટ થયો છે, એટલે મારે તને કાંઇપણ વધુ કહેવાની જરૂર રહી નથી. મારા છેલ્લા કાગળમાં જણાવ્યા પ્રમાણે મનઉપર કાબુ રાખ્યાથી જુઠું બોલતાં અટકી તું સાચું બોલી શકશે, બેવફા થતો અટકી વફાદાર થશે. કોઇને મદદ કરવાની આનાકાની ન કરતાં વધુને વધુ મદદ કરવા તરફ દોડશે, કોઇક સાથ મારામારી કરી ખચ્ચાંમાં ઠરવા કરતાં ખુલ્લી નજરે જોઇ ભાઇચારો વધારવા શક્તિવાન થશે, અસભ્ય થવા કરતાં

સભ્યતાવાળા થશે., ના ફરમાન થતાં અટકી, તાબેદારીને વહાલી બેન બનાવશે, બરીએલ અથવા રડતો થવા કરતાં હસમુખો અને આનંદી બનશે, ખર્ચાલુ જીંદગી ગુજારતાં અટકી કરકસર્યો થશે, અને મનની દરેક લોભ લાલચો જેવી કે ગુસ્સો–ચોરી–દગલ-બાજી–બે ઘડીની મજાહ, કે જે તારી જીંદ-ગીનું નખોદ વાળે, તે તરફ ધીક્કારથી જોતાં શીખશે માટે તન અને મનથી સ્વચ્છ થવા તૈયાર થા.

## મારા નાના વફાદાર મિત્ર.

આ ઉપરથી તુંને હવે સમજ પડશે કે દશમો કાયદો ઘણોજ ઉપયોગી છે. અને તે ઉપર વિચાર કરવાની જરૂર છે. કારણ વિચાર કર્યા વિના દુન્યામાં કાંઇ થઇ શકતું નથી. જે પણ સમજે વાંચે, અથવા જુએ તે ઉપર વિચાર કરજે અને વડીલોનું તે

ઉપર મત લઇ તારૂં મત બાંધજે અને જ્યારે પણ તારૂં મત ખોટું લાગે ત્યારે તે મત સુધારતાં જરા પણ શરમાતો ના પણ વધુ જ્ઞાન મળવે મત બદલાયું છે એમ કબુલ કરવા સદા મગરૂર થજે.

રોજીંદી જીંદગીમાં આ દશ કાયદા પાળ-વાની ચાલુ કોશેશ કરજે અને મન ઉપર હંમેશ કાબુ રાખતાં શીખજે સારા માણ-સોની દોસ્તી કરજે, શીખેલાઓ સાથ વાત-ચીતમાં ભેલાજે, હંમેશાં ઉંચ વિચાર મનમાં રાખજે, ખોટું બોલી હીચકારો થતો ના, ગુન્હા કબુલ કરવામાં માન અને હિંમત સમ-જજે, તારાં કરતા ચઢયાતા-(રમત અથવા શીક્ષણમાં) હોય તેમની વખાણ કરજે, રમ-તમાં હાર મળતાં બહાના ન સોધતાં સામી પક્ષવાળાની ખુબીઓની વખાણ કરજે અને તે જાતની તારી ખુબીઓ નહિં હોય અથવા

ઓછી હોય તે કબુલ કરી અને તેઓની બરાબર આવવાની કોશેશ કરજે. તું એક એવી હિલચાલનો સભાસદ છે જે હિલચાલ દુન્યામાં ઉંચ હિલચાલ છે અને તેના સભાસદ થવા માટે તું મગરૂ છે એવો ખ્યાલ સર્વેને આપી મારા પ્રિય મિત્ર તું તને, મને, અને ધને સુખી નીવડજે.

તારો વિશ્વાસુ,
કીમ.



